પહેલી અખિલ ભારતીય કપોળ પરિષદ્ સમારંભ
પ્રસંગે તા. ૧૨-૪-૨૨ ના રોજે
બાળાઓએ કરેલ સંભાષણ.

# દિવ્ય દર્શન

અને

# ગીતો.

લેખકો:—

શ્રીયુત્ ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર
,, પ્રતાપરાય ગિરધરલાલ મહેતા

પ્રકાશક:—
જગજીવનદાસ નારણદાસ મ્હેતા.
અ. ભા. કપોળ પરિષદ્‌ના મંત્રીઓ તરફથી,
ઠે. નાથાલાલ હરજીવનદાસની દુકાને, કેથેડ્રલ સ્ટ્રીટ, મુંબઇ.
સંવત ૧૯૭૮. ૨૦૦૦ આવૃત્તિ ૧ લી.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ, ૯, અનંતવાડી, મુંબઈ ૨ માં
રતલાલ હરજીવન પટેલે છાપ્યું.

# વિષયાનુક્રમ.







# પ્રભુ પ્રાર્થના.

કલ્યાણ.



જયજય ગિરિધર નટવર નાગર
કર કર કરૂણા હરપળ અમ પર. જય૦

સુરવર મુનિવર સેવ કરે તુજ,
ત્રિભુવન તારક તું વિભુનાથ;
વિઘ્ન વિદારક કષ્ટ સંહારક,
નમીએ વંદીયે યુગલહાથ, જય૦

કપોળ હિતની સમાજ સેવા,
સફળ કરી દેજે કીરતાર;
સંપ સુમતિ સવિનય સુખ વાધે;
શાંતિ ને સાથે સુવિચાર. જય૦

ગોપાળજી ક. દેલવાડાકર.



# સ્વાગતમ્.

પીલુ-જીલ્લા.



પધારો માનીતા મ્હેમાન (૨)
સ્વીકારો સદ્ભાવે સન્માન (૨) પધારો.
કપોળ બંધુ દેશ વદેશથી, પધાર્યા ગુણવાન;
જ્ઞાતિહીત ને સમાજસેવા, કરવા સુખ સંધાન—
પધારો.
વિજય પામો નિજ શુભ પ્રયત્નમાં, વધે સંપ સુખ માન;
પંચ લાકડી એક બોજથી બને વજ્ર એક બાણ—
પધારો.

સાખી.

કાચો સુતર તાંતણો, બહુ દોરે બંધાય;
સાચા સંપ હૃદય વડે, એક દોર સંધાય. પધારો.

ગો૦ ક૦ દેલવાડાકર.






# દિવ્ય દર્શન.

## (એક સંવાદ.)

(સ્વદેશી વસ્ત્રોમાં પુષ્પા દાખલ થાય છે.)

પુષ્પા—(સ્વગત) બાપુજીની આજ્ઞા છે કે, 'મ્હારે જ્ઞાતિ-સેવા કરવી. જ્ઞાતિની બ્હેનો અજ્ઞાન દશામાં સબડે છે; જ્ઞાતિ હીન દશાને પ્રાપ્ત થતી જાય છે. તેવા

સંજોગોમાં, બ્હેનોને કેળવી, જ્ઞાતિહિતમાં જીવનનું સર્વસ્વ સમર્પણ કરવું.' કામ અઘરૂં તો છે, પણ ઉત્સાહ છે, ઉદ્યમ છે, તો પ્રભુ, મારા કાર્યમાં જરૂર મદદ આપશે. અરે ! સામેથી સરયુ આવતી જણાય છે.

( સરયુ આવે છે. )

આવો, બ્હેન, આવો. આ નવા વસ્ત્રાભુષણો શા ? મુખપર આટલું હાસ્ય શું ? આજ કંઇ ઉત્સવ છે કે શું ?

સરયુ—હાસ્તો. મારા ભાઇના લગ્ન છે, તે પ્રસંગે આપને આમંત્રણ દેવા આવી છું. આપ જેવા પવિત્ર વિદુષીના આગમનથી, અમારા આનંદમાં વૃદ્ધિ થશે.

પુષ્પા—લગ્ન ? કોના ? કયારે ? કયા ભાઇના ?

સરયુ—મારા નાનાભાઇ વિનુના.

પુષ્પા—શું વિનુના લગ્ન ? આ શું સાંભળું છું ? હજુ તો તેર વર્ષ થયા નથી, ત્યાં લગ્ન ? બ્હેન, યાદ રાખજે કે લગ્ન એ પ્રાણવિકાસનું વ્રત છે. સ્વર્ગપંથનું પગથીયું છે, કાંઇ ઢીંગલાઢીંગલીની રમત નથી. એવા ન્હાનાં બાળકના લગ્ન કરવા એ પાપ છે.

સરયુ—કેમ ?

પુષ્પા—ન્હાના બાળકના લગ્ન કરી પ્રજાનું નુર ગુમાવી બેસવા તૈયાર થયા છો તે.

સરયુ—પૂજ્ય બ્હેન, ખરૂં કહું ? અમે ગરીબ માણુસ, જો આ અવસ્થાએ લગ્ન ન કરીએ તો ભવિષ્યમાં થવુંજ મુશ્કેલ પછી પૈસાની થેલીની થેલીઓ અમે કયાંથી કાઢી શકીએ ? આપણી કપોળ ન્યાતમાં કન્યાનો કેટલો દુષ્કાળ છે, તેનો આપ જેવાને શેનો ખ્યાલ આવે ? ગૃહસ્થો વિધુર થાય ત્યારે હઝારો રૂપીયા ભરી, ઘોડે ચડી પરણુવા જાય, અને બાળીકાનું જીવતર ધુળ કરી નાંખવા તૈયાર થાય છે, તેજ કારણુથી અમો લગ્ન વહેલાં કરી નાંખીએ છીએ.

પુષ્પા—બ્હેન ! બ્હેન ! આવી કુમળી વયે તેના જીવનમાં વિષ રેડવા તૈયાર ન થાઓ. ભવિષ્યની પ્રજાને નિર્માલ્ય બનાવનાર એવા લગ્નો હવે બંધ કરો. તમારા બંધુનું હિત ઇચ્છો.

સર્યુ—તે તો હવે અશકય છે. વેશવાળ વખતે થોડાઘણા રૂપીઆ આપ્યા છે. વળી સાતસો આઠસોનું વરણું પણ લીધું છે. અને સઘળી તેયારી થઇ ગઇ છે.

પુષ્પા—ઘરમાં ખાવાનું ન મળે અને સાતસો આઠસોનું વરાણું ? અને ઘરેણાં તે વળી જુદાંજ ! અરે ! તારો બાપ આ બધું શું કરવા તૈયાર થયો છે ? ત્રીશ રૂપીયાનો પગાર અને વસ્ત્રાભુષણોમાં આવડો ખર્ચ ? જા, બેન, જા આવા પ્રકારના લગ્નમાં ભાગ લેવો એ હું પાપ સમજું છું.

( સરયુ નિરાશ થઇને જાય છે. )



# પ્રવેશ બીજો.



( સ્થળ–પુષ્પાનું ઘર. પાત્રો–પુષ્પા અને કાંતા )

પુષ્પા—કાંતા ! આટલી મોડી તું કયાંથી ?

કાંતા—પૂજ્ય દેવી ! આપની સલાહ લેવા આવી છું. આપ અમારી ન્યાતના ઉદ્ધાર સાધ્વી છો, મારા જીવનમાં ફેરફાર કરી જ્ઞાન આપનાર મારા પૂજ્ય ગુરૂ છો. યોગ્ય રસ્તો દેખાડી મને આભારી કરશો, એ મારી વિનંતિ છે.

પુષ્પા—એવડું દુઃખ શું છે ? હું જાણું છું કે તારા કાકા સ્વર્ગવાસી થયા છે, પણ પ્રભુના ઘર આગળ કોઈનો ઉપાય ચાલતો નથી.

કાંતા—બીચારી નવીજ આવેલી મારી બીનઅનુભવી કાકી માથે, આવું અસહ્ય દુઃખ આવી પડયું. કુદરતની ક્રુરતાની હદજ આવી રહી. પણ આટલેથીજ અટકતું નથી. તમે જાણો છો કે અમારા બધાની ના હોવા છતાં, ગયે વર્ષે મારા કાકા નવી પરણ્યા, અને પરણવામાં પોતાનું સર્વસ્વ ખોઈ બેઠા. અમને હવે

અત્યારેજ ખબર પડી કે, ઘર પણ ઘરેણે મુકેલ છે. તેમનો દા'ડો કરવામાં પૈસાની જરૂર છે, મારી કાકી પાસે પુટી બદામ પણ નથી. માત્ર પાંચસો છસોના ઘરેણાં રહ્યાં છે. અમારાં સગાવહાલાઓએ ઘરેણાં માગ્યા. પણ કાકીએ ના પાડી. છેવટે તેનો બાપ આવી ઘરેણાં લઇ ગયો, અને વેચવા ગયો છે. મારી કાકી પોકેપોક મુકી રડે છે. તમે આવી તેમનું દુઃખ ઓછું કરો.

પુષ્પા—કાંતા, તું રોજ આપણા 'ભગિની સમાજ' માં આવે છે, છતાં તારા વિચારો આવા સંકુચિત કેમ છે? તમે બધાં લાડુ ખાઇ આનંદ કરો, અને બીચારી તમારી નિરાધાર કાકીને, પોતાનું સ્ત્રીધન પણ ખોઇ નાખવું કાં? તેની બીચારીની ભવિષ્યમાં શી દશા?

કાંતા—ત્યારે તમે એમ કહેવા માંગો છો કે મારા કાકાને અવગતે જવા દેવા?

પુષ્પા—અવગતે તે કેમ'? શાસ્ત્રમાં એમ નથી કહ્યું કે કરજ કરીને પણ ગજા ઉપરાંત ખર્ચ કરવો. શાસ્ત્રોક્ત ક્રીયાઓ બધી કરવી એટલે મુકિત જો વિધવાઓ પાસે સ્ત્રીધન પણ ન રહે, તો તેની શી દશા? દેહના કલ્યાણ માટે ભકિત માર્ગે દોરવા કે કોઇ

સત્કાર્યની પ્રવૃત્તિમાં જોડવા આપણી જ્ઞાતિમાં કાંઇ સાધનો નથી. રેંટીયાદ્વારા સ્વાશ્રયી બની પોતાનું નીભાવી શકે, તેવી પ્રવૃત્તિ પણ આપણામાં નથી. ચાલો, હું તમારી સાથે આવી તેમને 'વનિતા વિશ્રામમાં' દાખલ કરવાની વ્યવસ્થા કરી આપું.

( જાયછે. )



# પ્રવેશ ત્રીજો.



**રમા**—બ્હેન, આમ ક્યાં ચાલ્યા?

**ગંગા**—આપણી જ્ઞાતિની પરિષદ્ ભરાવાની છે, તે માટે વિચાર કરવા કપોળ બ્હેનોની સભા મળવાની છે, ત્યાં જાઉં છું. મને લાગેછે કે તમે પણ ત્યાંજ જતા હશો.

**રમા**—હા બ્હેન, છાપામાં વાંચુ છું તો ઘણુય, પણ હું સમજતી નથી કે પરિષદ્ ભરી એ લોકો શું કરવા માગેછે? મને લાગે છે કે આ જમાનામાં પરિષદોનો પવનજ ફુંકાઇ રહ્યો છે. સુધરેલા જમાનાનો આ ઢોંગ અને પૈસાની ખુવારી.

**ગંગા**—એમ કેમ બોલે છે? પહેલાં પણ જુદી જુદી જ્ઞાતિઓના મેળા થતા, તેમ આ પણ એક જ્ઞાતિનો મેળો છે. જ્ઞાતિ એ ગંગાનો પ્રવાહ છે. આવા સંમેલનોથી એક બીજાના વિચારો જાણવાની તક મળે છે. અરે! જોને સામેથી પુષ્પા બ્હેન આવતા જણાય છે. તે તને બધુંય સમજાવશે.

( પુષ્પા આવેછે )

પુષ્પા બ્હેન, આ રમા બેનને: સમજાવો કે અખિલ ભારતીય કપોળ પરિષદ્ એટલે શું ?

પુષ્પા—જરૂર સમજાવું. જુવો રમા બ્હેન, આપણી જ્ઞાતિમાં કેટલા ખરાબ રીવાજો જડ મૂળ નાખી બેઠા છે ? તમારોજ ૨૫-૩૦ વર્ષનો ભાઈ હજુ કુંવારોજ રખડેછે. કેટલાક ભાઇઓ તો છોકરીને વેચી હજારો રૂપીયા લ્યે છે. કેટલાય બાળલગ્ન આપણામાં થાયછે. મરણ કે તેવા કોઇ વરાખરાને પ્રસંગે ગજા ઉપરાંતના ખર્ચો કરવામાં આવે છે સોળ બારના ભેદથી આપણી ન્યાત પીડાય છે. જ્યારે જગત્ સમગ્ર, આગળ વધતું જાય છે, ત્યારે આપણા ભાઇઓની દશા ઘણી નબળી થતી જાય છે. મહાત્મા ગાંધીજી જ્યારે વિશ્વપ્રેમની ભાવનાના શુભ સંદેશાઓ દુનીઆને પાઠવી રહ્યા છે, અને હિંદુ-મુસલ્મીનની એકતા કરી રહયા છે, ત્યારે એકજ માબાપના આપણે કપોળ, ભેદ દ્રષ્ટીએ જોઇ રહ્યા છીએ, એ બહુજ અફસોસની વાત છે. બ્હેન, તમને આ નથી સાલતું ?

રમા—હવે હું સમજી કે કપોળ પરિષદ્ એ આપણી જ્ઞાતિની ખરાબ રૂઢીઓ દુર કરવા માટે, અને

સમગ્ર જ્ઞાતિના હીત માટે નિર્માયેલી છે આપણી ખરાબ દશા માટે મને તો ઘણુંજ લાગી આવેછે. પરિષદ્‌ના હેતુઓ શુભ છે, પણ આપણામાં હજુ જોઈએ તેવો ઉત્સાહ નથી, તેથી વખતે કાર્યકર્તાઓના પ્રયાસો ઓછા ફળે.

**પુષ્પા**—બ્હેન, આવા નિરાશાના શબ્દો બોલ નહીં. એટલું તો હું પણ કબુલ કરીશ કે પરિષદ્‌ના નામ માત્રથી કપોળોની રગેરગમાં જે કંઈ ચેતન વ્યાપી રહેવું જોઇએ, જે નવો જુસ્સો આપણામાં ઉત્પન્ન થવો જોઇએ તે નથી. પણ બ્હેન, તું જાણતી નથી કે આપણી રાષ્ટ્રીયમહાસભાની શરૂઆત આ મુંબઈ નગરીમાંજ માત્ર પંચાશી ભાઇઓથી થઈ હતી, તેજ મહાસભા, આજે હિંદનું હૃદય થઇ પડી છે. ઇચ્છુંછું કે આપણી પરિષદ્ પણ તેવુંજ સ્વરૂપ પકડે !

**રમા**—તમારા આશાભર્યા વચનોથી હું ઘણી ખુશી થાઉં છું, હું મારી દરેક બહેનપણીને સમજાવી, આ પરિષદ્‌ને બળ આપવા હંમેશાં તૈયાર રહીશ.

**પુષ્પા**:—આપણી દ્રષ્ટીએ કદાચ ફળ થોડું મળે છતાં તેથી નિરાશ થવા કંઇજ કારણ નથી, તેવી નિરાશાના

કારણથી આ પુણ્યદર્શના જ્ઞાતિમહાસભાના કાર્યમાં શિથિળતા લાવવીન જોઇએ.

ગંગા—બ્હેન! ચાલો હવે વખત થઇ ગયો છે આ ન્યાતના મેળાથી સહુ મોડાવેલા એકત્ર બનો, સર્વત્ર શાંતિ પ્રસરો, એવી પ્રાર્થના છે. પુષ્પા બ્હેન! તમે દેવી જેવા છો. તમારા બંધુ દુષ્કાળીઆઓને મદદ કરવામાં સ્વદેશીના પ્રચારમાં કે એવાં એવાં કોઇ બીજાં દેશસેવાનાં કાર્યોમાં ગામે ગામ રખડી, સેવાજીવન ગાળે છે, તે પણ તમારા અહોભાગ્ય છે.

( આટલામાં એક બાળા હાંફતી હાંફતી આવે છે.)

બાળા—બહેન, બહેન, પુજય બંધુ પ્રભાકર સ્વદેશીનો પ્રચાર કરતાં કરતાં કોઇ રાજ્યમાં પકડાયા છે.

પુષ્પા—હેં...હેં...હેં મારા બંધુ! પ્રભાકર? કારાગૃહમાં?

(મુર્છા ખાઇ, પડે છે.)

ગંગા—અરે! આ શું ?

રમા—શું કુદરત એવી ગાંડી છે કે સેવા કરનારને પણ આવું દુઃખ પડે?

ગંગા—ન જુએ ભુખ કે તરષ, ન જુએ તાઢ કે તડકો, અને જીવનભર સેવાજ કર્યા કરે, તેવા માથે ઓ પ્રભુ! આ શો જુલમ? ઓ નાથ! આ શો અન્યાય?

(આકાશવાણી થાય છે)

**कर्मण्ये वाऽधिकारस्ते । मा फलेषुकदाचन ॥**

ગંગા—આ શું દીશા બોલી? અંતરિક્ષ બોલ્યું? કોનો આ બોલ?

( ફરી આકાશવાણી થાય છે.)

**नहि कल्याणकृत् कश्चिद्दुर्गतिं तात गच्छति ॥**

ગંગા—કોનો એ સ્વર્ગીય નાદ? ઓ ગેબી આત્મન્! ઇશ્વરની આણ છે તને પ્રગટ થા, દર્શન દે.

(અવાજ થાય છે. દેવી પ્રગટ થાય છે.)

દેવી-પુત્રીઓ! હું તમરી માતા છું જ્ઞાતિની સેવાદ્વારા મારીજ સેવા કરતી પુત્રીને મુર્છાગત જોઇ અહીં આવી છું.

(અંજલી છાંટે છેઃ પુષ્પા ઉભી થાય છે.)

(પુષ્પા પ્રણમે છે.)

પુષ્પાઃ—જય! અંબે, જય! અંબે!

**દેવીઃ**—**धन्य! पुत्री, धन्य! वरं ब्रुहि, वरं ब्रुहि!**

પુષ્પા—માતાજી, માતૃભૂમિને ખાતર કારાગૃહમાં ગયેલ મારા બંધુને હું છોડવવા નથી માગતી, પણ એવું ઇચ્છું છું કે, તેને તે દુઃખ સહન કરવા હૃદયબળ આપો.

**દેવી**—**तथाअस्तु ।** બીજું કંઇ?

પુષ્પા—મારી જ્ઞાતિનો ઉદ્ધાર થાય તેવું યાચું છું.

**દેવી**—જે જ્ઞાતિ સુધારામાં આગળ પડતી મનાય છે, જેણે પરદેશગમનના દ્વાર ખુલ્લા મુકી દાખલો બેસાર્યો છે, જે અનેક ઉદારચિત્ત અને પરોપકારી પુરૂષો ધરાવવાનું માન ધરાવે છે, તે જ્ઞાતિ હવે થોડાજ વખતમાં આગળ વધશે. પુત્રીઓ, તમે આ કાર્યમાં ઝંપલાઓ, અને મારા બાળકોને મારો સંદેશો આપો કે "**એકતા સાધી, જ્ઞાતીના અને દેશના ભલામાં સહાય તત્પર રહે**" ભુલશો નહીં કે જ્ઞાતિએ સમગ્ર દેશનો એક વિભાગ છે. જ્ઞાતિદ્વારા દેશની ઉન્નતિના પ્રયાસો પણ આદરજો. મારા પુત્રોને બીજો સંદેશો એ દેજો કે "**માઠા રીવાજોને જડમૂળથી ઉખેડી પૂર્વનું ગૌરવ જાળવે.** અને ત્રીજો સંદેશો કહેજો કે "**સ્વદેશી વૃત પાળે.**"

થશે જ્ઞાતિ તવ સુંદર અંગ,
ઉઘડશે ઐક્ય તણો નવ રંગ —થશે
નિજ આંગણીએ સ્વર્ગ મનોહર, નંદનવન છર્જશે તાત,
દ્વાર ઊઘડશે ગૃહગૃહના સહુ, ખીલશે પુણ્ય પ્રભાત:—થશે
જગ મંદિરની મધુરી સરખી, તુંજ માતા મન હરશે તાત,
સહુ બ્રહ્માંડ તણાં ભવિમાં, પૂરશે ભારત ભાત:—થશે

(હંસ.)

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ભટવાડી,
પ્રોસ્પેક્ટ હાઉસ.
**રામનવમી.**

**પ્રતાપ.**



# "આશીર્વચન"

('આવો આવોને સખીયો આજ, રસતાળીપાડી.' એરાહ.)

આવો આવો ઉજવીએ આજ, દીન આ ઉત્સવને,
મળીયો સૌ સ્નેહસમાજ, આપણુ જ્ઞાતિને.
શુભકરવા અંગ-ઉમંગ, અંતર ઉછળેછે,
દઇએ સો શુભ આશીષ, શુદ્ધ પ્રફુલ્લમને.
દુઃખ હરજો દીનનાં પ્રાણુ, કૈંક નવા ભરજો,
આ જ્ઞાતિહિત ધરનાર, સંપે સંચરજો.
ભરીયો કલેશ અપાર, દુઃખ નવ જાય ગણ્યાં,
પુરૂષાર્થ કરો બળવાન, ફળછે ખુબ ભર્યા.
સૌ સમજી લ્યો સંસાર, આજ સમાજ સમો,
લઇલ્યોને દીલની લ્હાણુ, ભૂત બધું ભુલો.
મળીયોછે મેળો આજ, કાલ જશે ઉડી,
કંઇ કરજો રૂડા કામ, હૈયે હામ ભરી.
દુઃખના દીન વિરમો આજ, આપણુ જ્ઞાતિનાં,
સુખસંપત વૃદ્ધિ થાવ, અંતર હેત ભર્યાં.
સૌ હળીમળી સંતાન જ્ઞાતિશ્રેય કરો,
અમ અંતરની આશીષ, ઇશ્વર પૂર્ણ કરો.

'ચંદ્ર.'

# વિદાયગીરીનું વંદન.



પધારી કપોળ જ્ઞાતિજન, કર્યો સમાજ ઉપકાર,
પ્રમુખ કાર્યવાહકે, સફળ સેવા કરી અપાર.
સેવા કરી અપાર, જ્ઞાતિને દેવ વિચારી,
કુચાલ ભાર ને રાગ દીધો સંસાર સુધારી.
માની માન સન્માન હ્હેન્ને સર્વે ધારી
કર્યો બહુ ઉપકાર, આપ્તજન આજ પધારી.

ગો. ક. દેલવાડાકર.

---

( સમાપ્ત )

